# બનામે ખુદા.

## દાસતાને ક્રીમેટોરીયમ

અને 66

## દોખમાની તાસિર.

આવૃતિ પહેલી                    પ્રત ૧૦૦૦

લખનાર—અરદેસર સોરાબજી બચા.

કીમત ચાર આના.

# હુમત. હુખ્ત. હુવરસ્ત.

## દાસતાને ક્રીમેટોરીયમ

અને

## દોખમાની તાસિર.

એરવદ, નવરોજી રતનજી કાંગા (નૌસારીના) જેવણ તરફથી જરથોસ્તી મહઝબની લીધેલી તાલીમ તેમજ મારા લખાણને આસરો આપનારાઓની મદદથી મારી પવિત્ર ફરજ સમજી આ પુસ્તક ઘણા માન સાથે બાહાર પાડું છું.

રોજ ૧ લો પાક દાદાર હોરમજદ માહ ૮ મો.
આવાં યજદ યજદેજરદી ૧૨૯૪.
મુંબઈ. તા. ૭ મી એપ્રીલ ઈ૦ સ૦ ૧૯૨૫

# પાક અહુરા. ૧૨૦૮૭

મુજ કમતરિન સેવકની અદના કોશેષથી અને મુજ ગરીબ સેવકને આસરો આપનારા સદ ગ્રહસ્થોની મદદથી તેઓના આભારે રહી આ હાંસતાંણે ક્રીમેટોરીયમ અને દે ખ્માની તાસિર નામનું પુસ્તક જરથોસ્તી આલમને જેમાં ઘણુ કરી જરથોસ્તી ઉઘરતી ઓલાદને એક અભ્યાસ દાખલ વાંચવાને બહાર પાડું છુ.

ઇ. સ. ૧૯૨૨ ના જુન મહીનાથી તે સપટેમ્બર મહીનાની આખરિ સુધી મુમ્બઇ શહેરમાં ક્રીમેટોરીયમ લાવવાની ચલવલ પૂર જોસથી ચાલી રહી હતી. જે દપટ પડવાને બદલે ઇ. સ. ૧૯૨૩ ના જુન મહીનામાં આગનું પજરણુ વધારે સળગીને ભડકો લેવા જોગ દીસતું હતું.

ક્રીમેટોરીયમની પક્ષવાલાઓ મુંબઇની મ્યુનીસીપાલ પાસથી ક્રીમેટોરીયમ તથા જેને લગતી અગીઆરી બાંધવાની જગા લેવાને મ્યુનીસીપાલ કમીશનર મી૦ કલેટનને અરજી કરવાથી મજકુર જગા કમીશનર સાહેબે મુફત આપવાનો ઇરાદો બતાવ્યો હતો પણ તા૦ ૨ જી ઓગસ્ટ ૧૯૨૩ ની મ્યુનીસીપાલ કોરપોરેશનની સભામાં જગા મુફત તો શું પણ વેચાતી આપવાનો પણ ઠરાવ ઉરાડી નાખ્યો હતો.

ઇ. સ. ૧૯૨૨ ના જુન મહીનાથી તે સપ્ટેમ્બર મહીના સુધી ક્રીમેટોરીયમ વિષેની વારૂપતા બતાવી લખાણ કરનારાઓએ

લખવામાં તથા એ વિષેની સભાઓની અંદર વીરૂધી બતાવી કાંઇ પણ બોલવામાં બાકી રાખ્યું નથી. જેના બાર મહીના પુરા થવા પછી ક્રીમેટોરીયમના હીમાયતીઓને ક્રીમેટોરીયમ તથા તેને લગતી અગીઆરી બાંધવાની પાછી ઉલટ આવી ગઇ હતી. પરંતુ લખવાને ઘણીજ દલગીરી છુટે કે, જે ગ્રસ્થોએ એ ક્રીમેટોરીયમ લાવી અગીઆરી બાંધવાનો જે ઇરાદો રાખ્યો હતો જે સમજી કુલ જરથોસ્તી કોમની લાગણી દુખાવા સાથે હમોને જણાવવું પડે છે કે, જે આપણા ન્યાગાંનો જે સખાવત તથા ધર્મના મકાનો કરી ગય છે જે વિષેનો જરથોસ્તી કોમ ભુલી ગઇ નથી.

જુઓ કે જરથોસ્તીઓને પોંતાનો વાહલો દેશ ઇરાંન છોડી હિંદુસ્થાંનમા આવ્યા બાદ ઘણી એક આફતો તથા મુશકેલીઓ પસાર થઇ ગઇ છે. પણ આફતનુ વાદલ ભવિસમા જોવાનુ ન રહે જેને ખાતર પાક દાદાઅગેરમજદ જરથોસ્તી કોમમાં બે ફરેસતાઇ નર મોકલી આપ્યા, કે જેઓનુ બ્યાંન તથા જેટલી તારીફ કરીએ એટલી થોડી છે.

જેમ એક પહાડમાંથી પાણીનો ઝરો હમેશનો વહેતો રહે છે, તેમ હિંદ ભુમી ઉપર સખાવતનો ઝરો શરૂ કરી

**દાખલા તરીકે** જનાર નામદાર પેહલા સર જમશેદજી જીજીભાઇ, અને તેજ સખાવતના ઝરાની બાજુમાં બીજો સખાવતનો ઝરો કરી જનાર પેહલા સર, દીનશાહ માણેકજી પીટીટ, કે જેઓની સખાવત અને હાતમ દીલના નરોને આખી જરથોસ્તી કોમતો શું પણ દુનીઆંની દરેક કોમ તેઓના રૂહને તથા તેઓને

વારસાને ઘણીજ માનથી જુએ છે. અને જેની સાથે હાલમાં ચાલુ સખાવતો થાય છે તે તેઓના ડગલે અને પગલે ચાલી સહુ પોતાની શકતી પ્રમાણે ભેકતી કરી બતાવે છે.

આગલના ન્યાંગાંનો જે સખાવત કરી ગયા છે તે એવી રીતે ફાધેલી છે; જે પોતાનું નામ જાવેદાન સુધીનું માન ભર્યું રાખી ગયા છે. અને જેની સાથે તેઓ પોતાની કીર્તી, નિતિ, અને વફાદારી વધારે પ્યારી સમજતા હતા, પણ તેજ કિર્તિ, નિતિ, અને વફાદારી પર કેટલાએક જરથોસ્તીઓ પાણી ફેરવવા નીકળ્યા હતા, જે જોવાને દુનીઆની દોઇ પણ કોમ ખુશી હતી નહી. વળી એજ ન્યાગાનો પોતાના માન ભરતમાનો વારસો, કુલ જરથોસ્તીઓને સ્વાધીન કરી ગયા છે, કે જેને એક અમૂલ્ય રત્ન સમજી જોળવી રાખવું જાઇએ, જે નહી જાળવતાં કેટલાએક જરથોસ્તીઓ જેનો ગેર ઉપ્યોગ કરવા નીકળ્યા હતા, પણ આટલું તો ધ્યાનમાં રાખવું જોઇએ કે જે આપણી પાસથી કાંઇબી ચીજ જતી રહી હોય તે ભવિષ્યમાં કદી પણ પાછી આવી શકતી નથી.

| | |
|---|---|
| | ક્રીમેટોરીયમથી જરથોસ્તીમાં, જોખમ મોટા ભારી. |
| **તે ચીજ** | આલમમાં નહી આબરૂ, ને ઇજ્જતની ખુહવારી. |
| **એટલીજ** | ગયલી દોલત આવે કોઇ દીન, આવે ધન કે ધાન, |
| **સમજ-** | નહી આવે છે ગયલી ઇજ્જત, નહી આવે છે માન, |
| **વાની છે.** | રાખી જેણે આબરૂ ઇજ્જત, સાથે વળી માન. |
| | જીર કરતાંને સંભાળે છે, મોટું રાખી ધ્યાન. |

જે આપણા વડીલોના વખતથી કુલ જરથોસ્તીઓ માન મરતબો ભોગવતા આવેલા છીએ, તે જો એક વખતનો હાથમાંથી ચાલી જશે તો ફરીને પાછો આવશે નહી.

આ દુનીઆંમા પાક દાદાહોરમજદે ઇનસાનોની હાજત પુરી પાડવાનો અનેક ચીજો બનાવેલી છે, કે જે મુખ્યને ઉત્તાનમાં ઉત્તમ પવિત્ર આતસ છે, કે જેની સાથે અશનાઇ કે વીરૂધી બતાવામા કોઇ પણ સુખી થયું નથી અને ભવિસમાં કોઇ થશે પણ નહીં. ઘણીજ દલગીરી સાથે અને કુલ જરથોસ્તીઓની જાંણ્ માટે એક બનેલા બનાવની યાદ આપુ છું.

ઇ૦ સ૦ ૧૯૦૪ના સાલમાં મરહુમ નસરવાંનજી ગજદરે જાહેર છાપાઓમાં હદની બાહાર આવી એવાં તો લખાંણો કર્યા હત જે દોખ્માઓ કા ડા નાખો અને તેની જગ્યા વેચી દેવ અને ક્રીમેટોરીયમ લાવી જરથોસ્તી લાશોને (બાળીને) અવલ મજલ પુગાડવા આપી જરથોસ્તી કોમને એક હાથની હથેલીપર ચલાવવાને બાહાર પડયા હતાં. પણ ગુજરાત, દખણ, અને મુંબઇના દસતુરજી-ઓએ દોખ્માઓની તાસિર તથા ફાયદો જણાવી, બાળવા તથા જમીનમાં દાટવાના કેવા ગેર ફાયદાઓ છે

તે સમજાવી મરહુમ નસરવાનજી ગજદરને સખ્ત ઠપકો આપ્યો હતો પરંતુ મરહુમ નસરવાનજી ગજદરની આખરિ વખતે પ્રાઇમ્સનો ચુલો સલગવા જતાં જે ચુલો ફાટીને મરહુમનાં આંગ ઉપર લાગવાથી બળીને ગુજરી ગયા છે. જેથી પાક અરદીબેહેસ્ત અમેશાસ્પંદની સામે વીરૂધી બતાવાથી ફાયદો કે ગેર ફાયદો છે તે આટલા ઉપરથીજ જોવાનો છે.

હિંદુઓમાં ગુજરી જવા બાદ લાશોતે આતસથી બાળીને કેકાણે પાડે છે. પણ હિંદુસ્થાનના દરેક હિંદુઓમાં એવો રિવાજ નથી. હિંદુઓમાં ઘણાં એક પંથ ત્થા તડાં પડેલાં છે. જે હિંદુઓ

**હિંદુઓનો દાખલો.**

આતસને માન આપે છે તે હિંદુઓ લાશને બાળી શકતા નથી કે જે જે કબીર પંથ કરીને કહે છે, અથવા સન્યાસીઓ, કે જેણે પોતાનો સંસાર છોડી દીધો હોય, અને સંસારમાં પડયા આગમજ જે બાર વર્ષની અંદરનુ બાળક હોય, તેઓની લાશને જમીનમાં ધારીને જેની સાથે પોતાના રિવાજ મુજબ ઘટતી ક્રીયા કરીને જેની ઉપર દહેરૂં બાંધવામાં આવે છે.

જ્યારે હિંદુઓમાં કેટલા એક પંથવાલા પોતાની લાશને આતસથી બાળવાને ખુશી નથી અને જે હિંદુઓ આતસને અગની માતા અથવા અગનીના દેવ સમજી માન આપે છે, તેમજ કેટલા એક હિંદુઓ બીડી કે ચીરૂટ પણ પીતા નથી. ત્યારે આપણા જરથોસ્તી ભાઇઓએ પોતાની લાશને આતસથી બાળવાને જોખમ ભરેલું પગલું ભર્યું હતુ.

જ્યારે માહાન ગુરૂ જરથોસ્ત પેગમ્બર સાહેબે મોહટાંમા મોહટી મુશકેલી વેઠી પાદશાહ ગુશતાસ્પની સાંમે અનેક અનેક જાતના મોજેજાઓ બતાવી જે જરથોસ્તી માજદયશની દીન ઉભી કીધી છે, કે જે દીનની અંદર પાકમાં પાક આતસને ડેરવેલો છે. ( જેના વગર દુનીઆંની કોઇપણ કોમને પોતાની જનમ પરણુ અને મરણુ વેળાની ક્રીઆ ચાલી શકતી નથી. ) કે જેની ઉપર ખુશબોની ચીજ મુકવા

સિવાય નસ્રીસસ્થાનશા જેવી ચીજ મુકવાનો સખ્ત મનાઈ ફરમાવેલી છે.

આટલું નજરે જોતાં પેગમબર સાહેબના હોકમને નાફરમાન થઈ જરથોસ્તીની લાશને આતસ જેવી ચીજ ઉપર મુકી બાળીને ઠેકાણે પાડવાનો જે ઇરાદો રાખ્યો હતો, પણ મહઝબમાં જણાવ્યા પ્રમાણે અને મુળ વતન ઇરાન દેશથી ચાલતા આવેલા રિવાજની આડે આવીને કોમની અંદર કેટલાએક જરથોસ્તીઓ નવું ધતીંગ ઉભુ કરવા નીકળ્યા હતા. પણ જેના પરિણામનું ફળ કેવું આવી શકતે જે વાંચનારા કુલ જરથોસ્તીઓની મુનસફી ઉપર છોડું છું, અને જે આપણા વડીલ મુરબીઓથી માન મરતબો ભોગવતા આવેલા છીએ તે કુલ જરથોસ્તીઓ તો શું પણ દુનીઆની દરેક કોમ માનથી જોઇ શકતે નહીં જેનો પુરતો વિચાર કરી કોઇબી જરથોસ્તી જે કાંઇ પગલું ભરે તે ઘણીજ સંભાળથી ભરશે તો ભવિષ્યમાં જેનું રૂડું ફળ ચાખવાનુ મળશે.

હું નહી ધારતો કે જે ક્રીમેટેરીયમની ચલવલ ચાલી હતી, જેની અંદર કોઇ પણ અથોરનાનનો હાથ કે સામેલગીરી હોય જેથી જુદદીન ઝગડાના કેસવાળાનો દાખલો મારા અથોરનાન ભાઇઓને જણાવું છું.

**અથોરનાન ભાઇઓને એલતેમાસ.**

ઇ. સ. ૧૯૦૮ ના સાલમાં જુદીન પક્ષવાળાઓએ જુદીનનોને જરથોસ્તી દીનમાં લેવા સારૂ આગલી પારસી પંચાયત ઉપર મુંબઇની હાઈ કોરટમાં ફરીયાદ માંડી હતી. જે

ફરીયાદ શાંભળવાને મરહુમ જસટીસ સર, દીનશાહ દાવર ત્થા જસટીસ બીમનની બેન્ચ મળીને કેસ ચલાવ્યો હતો.

જેમાં જુદ્દીનનોને જરથોસ્તી ધર્મમાં દાખલ કરવાનો રિવાજ છે એવી જુઠ્ઠી સાક્ષી આપવા ઘણા એક ઓરત ત્થા મરદો વાદીઓ તરફથી આવ્યા હતાં. જેમાં મુખ્ય સાક્ષી બે અથોરનાન જાદાઓની હતી. પેહલા શેહરી આરજી ભરૂચા અને બીજા સુરતથી આવેલા સોરાબજી પંથકી, કે જેઓની સાક્ષીઓ પર વાદીઓના મોટો આધાર હતો.

જુઓ કે શેહરીઆરજી ભરૂચાની જુબાની હેરફેર થવાથી કોરટના માનવામાં આવ્યું નહી, પણ સોરાબજી પંથકીએ પોતાની જુબાંની આપતાં જણાવ્યું જે સુરતમાં ત્થા તેની આજુ બાજુના ઘણા એક જરથોસ્તીઓ જુદ્દીન ઓરતોને રાખતા હતા. અને ઘણાં વષની વાત ઉપર કેટલાં એક દુબરાંઓને વટલાવી જરથોસ્તી દીનમાં લીધાં હતાં.

ત્યારે મરહુમ જસટીસ સર, દીનશાહ દાવેર સોરાબજી પંથકીને સવાલ પુછયો કે જે દુબરાંઓ સુરતમાં વટલાવ્યાં જેને કેટલાં વર્ષ થયાં છે. જેના જવાબમાં સોરાબજી પંથકીએ કહયું જે એ બનાવ મારા જનમ આગમજનો બનેલો છે. ત્યારે મરહુમ જસટીસ સર દીનશાહ દાંવરે ઠપકો આપતાં કહયું, જે જે બનાવ તમે નજરે જોયો નથી, અને એક બીજાની મોંઢેની સમજેલી વાત લાવી અત્રેની કોરટમાં જુબાની આપવા આવ્યા છો પણ તમારી જુબાની હમો ખરી સમજતા નથી.

બાદ સોરાબજી પંથકીએ પોતાની જુબાનીમાં આગળ ચાલતાં કહયું જે હરકોઇ જરથોસ્ની, કોઇપણ જુદદીનને જરથોસ્તી ધર્મમા દાખલ કરે તો, તે જરથોસ્તીએ મોટું પુન કીધું એમ ગણી શકાય ત્યારે મરહુમ જસ્ટીસ સર દીનશાહ દાવરે ફરી સવાલ પુછયો કે મારે ત્યાં જુદદીન કોચમેન (ગાડી હાંકનાર) છે જેની તમો નવજોત કરી શકો, જેનો સોરાબજી પથકીએ જવાબ આપ્યો જે મોટી ખુશીથી કરીએ મરહુમ જસટીસ સર દીનશાહ દાવરે ફરી સવાલ પુછયો જે પૈસા લઇને નવજોત કરો કે વગર પૈસેથીજ કરો, ત્યારે સોરાબજી પંથકીએ જવાબ આપ્યો જે નવજોત તો પૈસા લઇનેજ કરીએ. ત્યારે મરહુમ જસટીસ સર દીનશાહ દાવરે સખ્ત ઠપકો આપતાં કહયું જે તમો તમારી જુબાનીમાં કહી ગયા છો કે કોઇ પણ જરથોસ્ની કોઇ જુદદીનને જરથોસ્તી દીનમાં દાખલ કરે તો મોટું પુન કીધેલું ગણી શકાય. ત્યારે નવજોત જેવી દીનમાં લેવાની ક્રીયાના પૈસાની લાલચ તમારે શા માટે રાખવી જોઇએ. જ્યારે તમો સુરત વેરથી અતરેની કોરટમાં જુબાંની આપવા આવ્યા છો, તે પણ પૈસાનીજ લાલચે આવેલા છો. નહી કે ધર્મનો ખરો રસ તો શું છે તે બતાવાને આવ્યા હોય

ત્યાર બાદ મજકુર કેસનો ચુકાદો આપતાં મરહુમ જસટીસ સર દીનશાહ દાવરે દરેક સાક્ષીઓને ઠપકો આપ્યો હતો. જેમાં સખ્તમાં સખ્ત ઠપકો સોરાબજી પંથકીને આપ્યો હતો. અને કહ્યું છે કે એ સાક્ષીએ સુરતની આખી પારસી કોમની બદનક્ષી કરી છે. બાદ મજકુર કેસમાં જે જે વાદીઓએ પોતાના નામ નોંધાવ્યાં હતા.

તેઓના વડીલોના નામ સાથે કહ્યું છે કે તમારા વડીલો મુંબઇ તથા બાહાર ગાંમોમાં અગીઆરીઓ. દેખ્માગો, તથા ધર્મના જે મકાંનો સ્થાપી ગયા છે, જેનો ધેડ ચમાર તથા લાલીઆં દુબરાંએને આસરો આપવા બાંધી ગયા છે. પણ તમારા વડીલોનો એવો ઇરાદો હતો નહી. જે તમારા વડીલો કામ કરી ગયા છે તે પોતાનું ધર્મ ચુસ્ત પણુ તથા પોતાનો મોભ્ભો, ટેક અને કાયુ જાળ વીને કામ કરી ગયા છે.

અને એ ચુકાદાને મળતો ચુકાદો જસટીસ બીમને આપ્યો હતો. આખરે મજકુર કેસના વાદીઓ હારી ગયા હતા. જેથી પાક દાદારહોરમજદની આગલ જેટલી શુકર ગુજારીએ એટલી થોડી છે. હવે ડીમેટોરીયમની હીમાયત કરનારાઓને ફરીથી લખવાની ફરજ સમજું છું જે મજકુર હીમાયત કરનારા અથવા તેમાં ભાગ લેનારાઓને મુજ ગરિબની અરજ એટલીજ છે જે સંકડો તો શુ પણુ લાખોનો ધુમાડો નહી કરતાં, તમારી દોલત રૂડે માર્ગે અને રૂડાં કામમાં અથવાં ગરિબ તથા વચલે વાર્ગના જરથોસ્તીઓ ઉપર પડતી હાડમારી તથા મુશકેલીઓ ટાળવાને બહાર પડશો તો, આગળના જરથોસ્તી ન્યાગાનોના નામ તથા કામ જેમ અમર રહી ગયાં છે, તેમ તેઓની માફક તમારી દોલતનો રૂડો ઉપ્યોગ કરશો તો તમારા પણુ નામ તથા કામ અમર રહી જવા વિના રહેશે નહી.

પાક દાદાર હોરમજદ તેઓને રૂડી બુદ્ધી બક્ષે, અને કુલ જરથોસ્તીઓની પસદ કામ ઉપરથી પોતાનો હાથ ઉઠાવે એવી મુજ ગરિબની આશા છે. આમીન. આમીન. આમીન.

લી૦ સેવક,

**અરદેસર સોરાબજી બચા,**

બાટલીવાલા વાલા ડા૦ બચા હોશપીટાલ,

સલેટર રોડ, ગ્રાંટરોડ,

**મુંબઈ (નં૦ ૭.)**

૧૨૦૮૯૭



આ કવીતા જરથોસ્તી ઉધરતી ઓલાદને એક અભયાસ તરિકે શીખવાને રચેલી છે. હાલના વખતમાં દરેક જરથોસ્તીઓના ઘરમાં ગાયણ ગાવાનો શોખ વધુ હોવાથી, છોકરાંઓને સ્કુલની અંદર તથા તેઓના માતાપિતાઓ તરફથી શીખવવામાં આવશે તો, ભવિસમા ઉધરતી ઓલાદને ક્રીમેટોરીયમ જેવાં નવાં નવાં નીકલતાં ધંતીગોની ઉપર પોતાનું લક્ષ ખેંચી શકે નહી.

## રાહ ( દોહરા. )

શુણો જરથોસ્તીઓ શુણો, શુણો નર ને નાર,
રાયાણુપત રાખીને તમો, શુણો સઘળો સાર.
આજ કાલના જરથોસ્તી, કરે છે એવા કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૧

કરે ઉછાછલાં કામ જે, જરથોસ્તી નરનાર,
ક્રીમેટોરીયમનો જુઓ, અણુ ગટો છે સાર.
કહું છું આગલ ધ્યાંન જે, વડીલોના કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૨

હતા ઘણા ને નેકને, હતો અસલ વિચાર,
જે વિચારીને તમો, કરો રૂડો શણગાર.
રૂડાંનું ફલ આવશે, રૂડું નેક તમામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૩

શીખેલ સુધરેલ થઇ તમો, કરો એવાં કામ,
વડીલોના કામને, જાગ્રત રાખો નામ.
નીકલે જેના કામથી, એવા તે નેક નામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૪

વડીલ તમારા થઇ ગયા, કરી ગયા છે દાન,
છે તમારી જાણમાં, ના કરો અપમાન.
હનો વડીલનો ટેકને, કાબુ સાથે કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૫

લખતાં કલમ કાંપે છે, કાંપે છે મારા હાથ,
કુલ જરથોસ્તીઓ નહી, થશે તમારી સાથ.
અથોરનાન બેહદીન મળી, નહી આવશે કોઇ કામ,
જરથોસ્તીના નામને, ના કરો ના બદનામ. ૬

હનોં સમ્ય એક એવો જે, જરથોસ્તી દમામ,
કહાં ગયો દમામને, કહાં ગયું તે નામ.
કહાં ગયો તે ટેકને, કહાં ગયાં તે કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૭

કહાં ગયો મહઝબને, કહાં ગઇ તે દીન,
કહાં ગયું મન પાકને, કહાં ગયું એકીન.

ચાલો હદમા રહીને, જુવો મહઝબના કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૮

મહજબ જણાવે કુલ જરથોસ્તી, ચાલો મધ્યમ ખાસ,
મધ્યમની નિસાંણુ જે, છે તમારી પાસ.
આંગના મધ્મ ભાગ પર, કુસતી કરે છે કામ
જરથો·તીના નામને, ના કરો બદનામ ૯

મહઝબ ખાતર છોડયું, વહલું વતન ઇરાંન
જેની સાથે છોડયું, શેહન સાહતનું ગુમાન.
તાજ તખ્તને છોડીને, જાળવ્યું છે નામ,
જરથોસ્તીના નાંમને, ના કરો બદનામે. ૧૦

વાળ સાથે શાંભળો, કહુ છુ એવો સાર,
ક્રોમેટોરીયમનો તમો, ના શંખા વિચાર.
દોખ્મે ન શીનનુ તમો, કરો વિચાર કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૧૧

દોખ્માની તાસિર છે, જુનો શાંભાળિ નેક,
સમશાન ભૂમીનો નથી, દોખ્મા જેવો ટેક.
જેની સાથે શાંભળો, ધર્મ ક્રીઆનુ કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૧૨

જરથોસ્તી મહઝબનો, ધર્મ ક્રીઆનો સાર,
ભૂત, ખવિસ જીનનો નથી, મુવા પછી અવતાર.

જેના વિષે શાંભળો, દોખ્માનુ છે ધામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૧૩

ક્રીમેટોરીયમથી થશે, જરથોસ્તી રૂવાંન,
અચારમની બામદાદ પરં, નહી મળશે નિસાંણુ.
ચીનવદ પુલ જડશે નહી, નહી જડશે જે ઠાંમ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૧૪

મેહર દાવર દાજદનો, નહી મળશે ઈનસાફ,
સરોશ ઈજદ જાણજો, નહી કરશે જે માફ.
રશનેરાસ્ત ઈજદ જે, નહી કરશે તોલ કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ ૧૫

દોખ્માની ક્રીયા જુઓ, કરે આથરવન જણ,
પાંચ તાઓની ખુબનું, પહેલાં કરે મંડાણુ.
કહું છું આગળ તમોને, બીજી ક્રીયાનું કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૧૬

દાદાર હોરમજદને વળી, નવ ફરેસતા નેક,
બાજ ઈજીને કરે છે, બીજી ક્રીયાનો ટેક.
સરોશ બાજ ભણતાં વળી, કરે પાયાનું કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૧૭

ફરી જુઓ સર્વે તમો, નરને નારી નેક,
દોખ્માના તાણ્ણા તરફ, જુઓ સંભાળી નેક.

કહું છું તમોને તાણાનુ, શું છે ક્રીયા કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ, ૧૮

ચાર દસા ને ચાર છે, ખુણાનું જોડાણ,
લોઢાનાં ખીલા લઇ, કરે જેનું મંડાણ.
નાના મોટા મળીને, ત્રણસો એકનું કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૧૯

સુતરના તે તારને, મેળવે રાખી ધ્યાન,
ત્રણસો એકના તારનો, તાણો બનાવે જાણ,
તાણાંના આંટા કરે, સર્વે ખીલા પર કામ,
જરથોસ્તીના નામને. ના કરો બદનામ. ૨૦

પછી ચાલે છે હોખ્મું, બાંધવાનું જે કામ,
જ્ઞાની હોવ તો જ્ઞાનથી, કરો વિચારી કામ.
અજ્ઞાની શુ જાણે છે, આશમથાઉનું ધામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૨૧

ફરી ફરીને સાંભળો, હોખ્મુંઇ જવાનું કાજ.
અથોરનાન વિના નહી, બને ક્રીયાની બાજ.
સખ્તમાં સખ્ત જાણજો, અથોરનાનનું કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૨૨

દોખ્માને તે નીરંગને, પાંણુથી કરે પાક,
બણ મરત એ ધોઇને, કરે પવિત્ર પાક.

એ હીંદોરા બાડીને, કરે ઇજવાનુ કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૨૩

પછી સુતરનો તાર લઇ, દોખ્માની તે માય,
રૂંવાનની પાવીઓમા, પેવંદ કરીને જાય,
ભંડાર સુધી તારને, ફરી લંબાવે કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૨૪

ત્યાંથી લાવે તારને, હીંદોરાની સાથ,
સઘળી પાવીઓને તે, પેવંદથી કરે હાથ.
પછી ચાલે છે ઇજશને સઘળા અલાતોનું કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૨૫

ત્રણ દીવસ સુધી કરે, મોટી ખુબનું કામ,
સરોશની ખુશનુમનથી, ચાલે છે કીયા કામ.
ત્રણ વંદીદાદ, દીન રાતને, ત્રણ ઇજશનોનું કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૨૬

ચોથે દિવસે ચાલે છે, ફરી કીયાનું કામ,
દાદાર હોરમજની કરે, ઇ જ શ ને નુ કામ.
ચાર ફરેસતાને દાદારની, બાજનું કરે છે કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૨૭

દાદાર હોરમજનું કરે, પહેલું અફરગાન.
બીજું અશપંદદાદ અમેશાસ્પદનું, કરે છે રાખી ધ્યાન.

અરદાફ્વશ દહમાનને, સરોશનું પણ કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૨૮

દીનદાર જરથોસ્તીઓની, મળે છે અંજુમન,
ખુશાલીથી કરે છે, મોટું એક જશન,
ઘણાં સંકટ કાપશે, જશનથી જે કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૨૯

દોખ્માની તાસિર એ, સમજો વહાલા નાથ,
અવારમની બામદાદ પર, મળશે સીધો હાથ,
સીધા હાથથી ખોલ્યું છે, ન્યાગાનોનું ધામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૩૦

અનુશેહરૂવાનની નેક દુવા, મળશે એવી નેક,
રોજી ફરજંદમાં થશે, વધારાનો ટેક,
જેના આશીશથી થશે, એવાં ઉત્તમ કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૩૧

હવે પછી જે સાંભળો, કહું છું જેને સાર,
ક્રીમેટોરીયમના ધણી, શુણો કરી વીચાર.
કરો વીચારી કામ જે, દાદારનું લઇ નામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૩૨

કરો યાદ દાદારને, મળશે સીધી વાટ,
દાદારના તે નામથી, ચઢશો સીધો ઘાટ.

ના ભૂલતા દાદારને; જેનું અમૂલ્ય નામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૩૩

નેક દરજાને સુણો, અમુલ્ય રત્ન દામ,
ફરી ફરી નહી આવશે, એવું માન અકરામ.
કહુ છું આગળ તમોને, સુણો સર્વે તમામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૩૪

ગમો તમારી આબરૂ, જસ જગતનો દાન,
જીતો કુલ જરથોસ્તીનુ, રૂડે હાથે માન.
ના ગુમાવો માનને, ના ગુમાવો નામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૩૫

ગુમાવો તમો પાસના, સકટ સમ્ય એ લાખ
આ જગતમાં રહી જશે, સઉથી ઉત્તમ શાખ.
લાખ ખરચતાં ન રહે, એવાં ઉત્તમ નામ,
જરથોસ્તીના નામને, નો કરો બદનામ. ૩૬

લાખ ખરચતાં રાખજે, પહેલી નેકી પાસ,
નેકી વિના રહેશે નહી, મિનોઈ દુનીઆની આસ.
નેકી નેકી જાણજે, નેકીનું નેક કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૩૭

કહે અરદેશર સાંભળો, મારા તે સરદાર,
નથી જણાવ્યા જાણજો, જુઠા એ વિચાર.
માનો યા માનો નહી, કહયુ હમારૂં કામ,
જરથોસ્તીના નામને, ના કરો બદનામ. ૩



